# बाहादुर विरह बावनी.

## રાગ–મરશીયા.

સોરઠનો સૂબો ક્યાં ગયોરે, હાય ઓયરે સોરઠનો સુબો;
રંડાપો અમને દઈ ગયોરે, હાય ઓયરે સોરઠનો સુબો ક્યાં ગયો.
હવે સોરઠી પ્રજા આ તણારી, તેને કેમ દીલે નવ ધારી.
કીધી ચાલતી સ્વર્ગમાં સવારીરે. હાય ઓયરે૦
તમ રાણી રૂવે ખાસ વાસે, દાસ દાસી રૂવે છે આવાસે;
હાથી ઘોડા ઉભા છે ઉદાસેરે. હાય ઓયરે૦
પશુ પક્ષી અતીશે આજ રૂવે, મેઘ મંડળથી આંસુઓ ચુવે;
પ્રજા સોરઠની સુખે ન સુવેરે. હાય ઓયરે૦
ધરે દીલે પ્રજા દીલગીરી, રાય તારી વાંસે લે ફકીરી:
દીસે ધરે ન વસ્ત્રો અમીરીરે. હાય ઓયરે૦
નોતી ખબર અમોને આવી, અણુધારી ઈશ્વરે બનાવી;
નોતુ થાવું પણ થયું આભારીરે. હાય ઓયરે૦
શોકે સરવે આજ સોપાણા, દીશે મુખ સરવના કશાણા;
દુઃખ રેલે સઉ તણાણારે હાય ઓયરે૦
પડે ચેન ન અમને કયાંઈ, બન્યો બનાવ આ દુઃખદાઈ;
સુણી ખબર ગયા ગભરાઈરે. હાય ઓયરે૦
નથી મુખથી ઝાઝુ બોલાતું, દુઃખ અંતરમાં અતિશે થાતું;
કઈ વધું ન કહી સકાતુંરે. હાય ઓયરે૦

## રાગ–પ્રાણનાથ મિત્ર માટે તો આપો છો તમે પ્રાણ.

સોરઠ નવાબી રાજ્યમાં, વર્તો કાળો કેર;
જાતાં બહાદુર ખાનજી, દીસે દીલગીરી ચોફેર, સોરઠ૦
જાનેવારી એકવીશમી, ગુરૂવારે નીરધાર;
અઢારસેં બાણુની સાલમાં, જુનાગઢમાં હાહાકાર; સોરઠ૦
પેલી અકટોબરે બેઠાતા, કરી રાજ્ય ગાદી પાવન;

અઢારસેં બ્યાસીની સાલમાં, હતો સહુને આનંદ; સોરઠ૦
આજ ઉદાસી અતી ઘણા, રૈયત રાજ સમાન;
સુખનો સૂર્ય આથમ્યો, સુજે નહીં કાંઈ કાજ; સોરઠ૦
વેપાર વેપારીએ ત્યાગીઓ; બંધ કીધી દુકાન;
ફીક્કા ચેહેરા દીસે સર્વેના, લાગે બજાર વેરાન; સોરઠ૦
ખાસ વજીર બાવદીનભાઈ, હરીદાસ ભાઈ દીવાન;
વિયોગમાંહીજરાતાં અતિ, દીઠા દુઃખમાં હેરાન; સોરઠ૦
સંયોગ સદા સુખ આપતો, સર્વને સમાન;
પટરાણી રાણી રૂવે, ખાન બહાદુરખાન; સોરઠ૦
હે ઈશ્વર તેં આ શું કર્યું, અમદીનપર આજ;
ગજબ ગુજાર્યો ખરેખરો, લીધા અમ શીરતાજ; સોરઠ૦
દુઃખ હૃદયમાં સમાતું નથી, આંખે આંસુની ધાર;
યાદ આવે ઘડી ઘડી, એવો અમપર પ્યાર; સોરઠ નવાબી૦

## પટરાણીયોનો વિલાપ.

**રાગ—જોડી તમે નઈ જોઈ મારી જોડી તમે. એ રાહ.**

દુઃખ આમને દીધું ભારી, દુઃખ આમને દીધું ભારી.
ઓ ઈશ્વર અમપર એવો તેં કીધો ઘા કારી. ટેક.
સુતાં હતાં સુખ સજામાં. (૨)
ઓઢી અમારે સુખ આજ નાખ્યાં, તે દુઃખ દરીઆમાં. દુઃખ૦
આભુષણ આજ હરી લીધાં. (૨)
નીરદય થઈને નિર અપરાધીને, સાવ ઠાલાં કીધાં. દુઃખ૦
હતા અમ નાથ પ્રાણ પ્યારા. (૨)
નયનો તારા હતા અમારા, તમે કયાં નીધારા. દુઃખ૦
હવે તમ શરણે આવી આવી. (૨)
સાહેબ અહીને કૃપા કરી ક્યાં, અમને બોલાવી. દુઃખ૦
નહીતર આ દુઃખ નહીં સહેવાશે. (૨)
નીશ્ચીત જરૂર જીવડો, અમ તણો જાશે. દુઃખ૦

કહીએ શું જાનુ અમે મુખથી (૨)
હૈયે હોળી બળે પ્રજાજે મરીએ, આ દુઃખથી. દુઃખ

## મોટાભાઈ રસુલખાનજીએ કરેલો વિલાપ.

### રાગ—બનજારા પ્રિય મિલ વિના ઓ ભાઈ કોણ મોબત.

[1]સીને કે હાર અમારે, છોડ હમકુ કહાં સિધારે. ટેક.
દીલ તડપત હે હમારે, જીયાં ધડકત હે હમારે,
કીહાં મીલે અબ મોહન પ્યારે, છોડ હમકુ કહા સિધારે.
એ રાજ્ય નહીં હમકું ભાતા, કુચ્છ ગમતી નહીં દીલ બાતાં;
ગયે નયનમેસે નયન કે તારે, છોડ હમકુ કહા સિધારે.
કહા કરૂં અબમે કહા જાઊં, કીસ તોરસે તુમ કો પાઉં;
ક્યું પડે તુમ હમસે ન્યારે, છોડ હમકુ કહા સિધારે.
થી હમપર તમારી મેહેરબાની, કયુ હુઈ કહાં તુમારી નીધાદાની;
કરો માફ કસુરો જુદારે, છોડ હમકુ કહા સિધારે.
લગી પ્યાસ તુમારે મીલનેકી, હે આસ તમારિ મીલનેકી;
દો દીદાર અબ તમારે, છોડ હમકુ કહા સિધારે.
નહી રહેગ કયું હમપર આતી, જુદાઇ સેજલતી છાતી;
પડે જખમ સીનેમે હમારે, છોડ હમકુ કહા સિધારે.
દીલ તડપત હે હમારા, જીયાં ધડકત હે હમારા;
કહા મીલે અબ મોહન પ્યારે, છોડ હમકુ કહા સિધારે.

## વઝીર સાહેબ બાહવદીન ભાઇનો કરેલો વિલાપ.

### ગજલ.

હાય અપશોશ મેરા જીયા નહી જાતા, હાય અપશોશ મેરા;
ગમખાર સુનો કોઇ મેરી બાતાં, હાય અપશોશ મેરા જીઆ.

### સાખી મરશીયા.

દિલકો ચેન મુજે નહીં, બેચેની જયતો બનાહું;

1 હૈયાના.

ગમખાર રહ્યા હું, ગમગીનીમે પડાહુ;
પલક નહી મેરા જાતા,(૨)હાય અપશોશ મેરા જીયા નહીંજાતા

## સાખી મરશીયા.

બસ આજ સબ હોચુકા, દુનીઆં આખીર મેરીહે;
ઇશ નીબા ખુદાને મેરેકું દેખા, હાલત ક્યા મેરી હે.
કયું ન હુઇ મેરી ધાતા, (૨) હાય અપશોશ મેરા જીયા.

## સદર.

કાનુનમે એહી લીખા હોગા, જુદાઇ મેર ભાનજેકી;
અબ ગીલુ મે કબ તુજે, મહિરબાની ખુદાઈ તેરી,
યાદ કર તેરા નાતા (૨) હાય અપશોશ મેરા.

## સદર.

ડુવાગા ગુમેતી હારી, નેક નીધાસે પડકે પાઊમે;
ખરીદી કર મેરી, તુજ હજુર મેઆઊમે,
અબ મુજ દીલકો એહી ભાતા (૨) હાય અપશોશ.

# બધી રાણીનો સાથે વિલાપ.

## રાગ મરશીયા.

અમપર જુલમ આશો કર્યોરે. હાય હાયરે અમપર જુલમ
આ શો કર્યો.

શુંગાર અગારો શીદ હર્યોરે. હાય આયરે અમપર.
નહોતું જાણ્યું ગજબ આવો થાસે,
દુઃખ શી રીતે આ સેવાશે;
અમો આવસુ તમારી વાંસેરે. હાય ઓયરે.
હતા સુખ દાના સુખરાશી;
રહી દરસનની હુંતો પ્યાસી,

---

૨ જીવી સહાતુ નથી.

ધરોજારમા ગયા ક્યા નાસીરે. હા. ઓયરે.
કરતા મોજ વિલાસ મહેલમાં.
રંગે રગતા સદા રંગ મહેલમાં;
આજ તણાણા અમો દુઃખ રેલમાંરે. હાય. ઓયરે.
યાદ ઘડી ઘડી મુને આવે,
હવે ભોજન મને નહીં ભાવે;
હુંતો રીસાણી કોણુ મનાવેરે. હાય. ઓયરે.
મીઠી મીઠી કરે હવે કોણુ વાતો,
થઓ કોપ પ્રભુનો આતો;
નથી મુજથી સેવી શકાતોરે. હાય. ઓયરે.
માનવંતી હતી હું રાણી,
તેથી કીધી મુને પટરાણી;
આતો નકી કરમની કાણીરે. હાય. ઓયરે.
આજ કીસ્મત મારાં ફુટયાં;
પ્રભુ નકીજ મુજને રૂઠયા,
આજ પુણ્ય ભંડાર મુજ ખુટયા. હાય. ઓયરે.
ઇશ્વર કહુ તમોને શીશ નામી;
પુરે પુરા તમોને પ્રણામી;
મળો ભવોભવ મુજને સ્વામીરે. હાય. ઓયરે.

## એક રાણીનો વિલાપ.

**રાગ–અચાનક આશો કોપ કીધોરે કીરતાર.**

હાય હાય હવે હુતો, સુ અરે કરૂં,
મમ સરવસ આજ ગયું ધીર કેમ ધરૂં.
નથી ચેન મુજને આજ કયાઇરે પડતું.
રદય બહુ બળે મારૂં સુખ ન વળતું.
પ્રાણુ પતિ મારા પ્રાણુ હરીરે ગયા.
દીન દાસ ઉપરે ન આવીરે દયા.
કૃપાનીધી કઠ્ઠા કેમ મુજપર થયા.

સુખ માંરૂં સાને માટે હરીરે ગયા.
આ ભૂષણો આજ મુને શોભતા નથી.
ચરચર બળે છાતી મારી કહું શું કથી.
હસ્ત જોડી હે પ્રભુ હું માગુ તુજ કને.
મુજપતિ તુજ હજુર બોલવ મને.

## રૈયતે કરેલો વિલાપ.

### રાગ—ઓધવજી સંદેશો કેજો શ્યામને.

અરે પ્રભુ જુલમ આ શાને કર્યો;
હરીયાં અમ નૃપતિના આજે પ્રાણજો,
ખોટ પડી શીરે તુજ દરબારમાં,
નોતુ અમને આવું કદીએ જાણજો. અરે પ્રભુ.
દુઃખી દુઃખી આજ અમેતો બહુ દુઃખી,
જાતા ભૂપતી બાહાદૂર ખાનજો;
ભૂલી ગયા અમો સૌ આજે નકી.
ગાન તાનને ખાન તણું તો ભાનજો. અરે પ્રભુ.
આંખે આસું આજ અમને માતાં નથી
ચોધારા નીર આજે ચાલ્યા જાયજો.
સુનું સૂનું આજ સૌ લાગે અમને બધે.
અપશોસી ન અમ દીલ આજ સમાયજો. અરે પ્રભુ
જ્યાં જોઇએ ત્યાં રોતા દીશે જન સહુ
પ્રાણી માત્ર લાગે આજ ઉદાસજો
દીવસ ઝાંખો દીશા આજ પડી ગઇ
આશા થઇ અમારી આજ નીરાશજો. અરે પ્રભુ.

બધી પ્રજા— ઇશ્વર સ્તુતિ.

દયા નિધી દયા કરોરે, દુઃખીના દુઃખડા હરોરે. ટેક.
હસ્ત જોડી અમે માગીએ એવું, પ્રભુ તમારી પાસ,
અમનૃપ બહાદુરખાંનજીને તમે, આપજો સ્વર્ગે સુખ વાસ. દયા

નાની વયમાં નોતું જાણ્યું અમે, આવસે તમારી પાસ;
આશા અમો મોટી હતી તે, થઈ આજ સહુ નીરાસ. દયા૦
અહીંયાં હતા જેમ આગપર એતો, સોરઠ સતાધીશ;
તેમજ એમ તમો એને ત્યાં, આપજો માન જગદીશ. દયા૦
મોહન પ્રભુ તારી મોટાઇ સામું, જરૂર જોઈ નીરધાર. દયા૦
આમ નૃપ તેમજ આમ સૌ ઉપર, રાખજો પુરણ પ્યાર. દયા૦

## સમાપ્ત.

---

## જાહેર ખબર.

હું નીચે સહી કરનાર નમ્રતા પૂર્વક અરજ કરૂં છું કે મારા પ્રગટ કરેલા પુસ્તકો નીચેને ઠેકાણેથી રોકડી કીંમતે મળશે તથા મારી દુકાનેથી પણ મળશે.

રાહખેંગાર રાણકદેવી નાટક મોટું આવૃતી (૨) ૦—૧૨—૦
સદર ગાયન. ૦—૨—૦
ભોજાભગતના ચાબખા આવૃતી (૩)
મુસલમાની બારમાસી કાચબો કાચબાના ભજન.
બાબરાભૂતની વારતા. દેશીભજનાવળી છપાયછે.
હલામણ જેઠવો છપાય છે. બહાદરવિરહ બાવની.

આ સિવાય અમદાવાદના તથા મુંબઈના તથા સંસ્કૃત જેવાં જોઇએ તેવાં પુસ્તક મારે ત્યાંથી મળશે સામટી નકલો લેનારને ઘણી કીફાયતે જુજ ભાવથી આપવામાં આવશે.

જુનાગઢમાં—મોતીચંદ કમળસી. ઠે. તાલુકા સ્કુલ જુનાગઢ
બીલખામાં—બુકસેલર મુળજી રણછોડ પાસેથી

પ્રગટ કરનાર.
**બુકસેલર દુલભજી જુઠાભાઈ**
મુ૦ જુનાગઢ ઠે. ચીનચોક.